

# પ્રેમપુષ્પાંજલિ



લેખક તથા પ્રકાશક

બાલકવિ —— જામનગર

૨૦૦૨૦

નીઝર નિવાસી શ્રીમાન્ ભીખાભાઇ કાલિદાસ
ભિલાષીના લગ્નના માંગલિક પ્રસંગે રચાએલ.




पदे पदे यन्नवता मुपैति ।
तदेव रूपं रमणीयतांयाः ॥ ”

લેખક તથા પ્રકાશક

બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ. (બાલકવિ)
જામનગર



સંવત ૧૯૭૯ સને ૧૯૨૨
પ્રથમાવૃત્તિ પ્રત ૨૫૦.



સર્વહક સ્વાધીન.



ઉમરેઠ — સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ બાલકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૮-૧૬
૧૦૦૨૦

## દમના દરદીઓ શા માટે દુઃખી થાય છે?

સેંકડો દરદીઓએ આશિર્વાદ આપ્યા છે, અને સોનાના ચાંદ મળ્યા છે એજ તેની ઉત્તમતાનું પ્રમાણ છે. તો તુરત ઓર્ડર આપો,

(૧) ખાવાની ભુકી તોલા ૧ ના આના ચાર.

(૨) ધુંવાડી લેવાના કાગળ, ૧૧×૭ ઇંચિના-આના ચાર.

(૩) પીવાની સીગારેટ ડઝન ૧ ના આના ૭.

ઠે. કડિયાવાડ }
મુ. જામનગર }

જે. પી. ભટ્ટ.
દમના ખાસ ઉપચારક

## સ્વર્ગીય આશિર્વાદ!

હરસની બળતરા, દુઝતા કે વગર દુઝતા હરસ, લોહી પડવું, ચેળ અને વેદના તમામને મટાડનાર

| | | |
|---|---|---|
| હરસમસાનો મલમ- ડબી ૧ ના ૦-૮-૦ | તથા | ખાવાની દવા ૦-૮-૦ |

એક વખત અજમાવી ખાત્રી કરો.

લખો- **ટી. જે. દવે** - વંઠાફળી-**જામનગર**

## સ્વદેશી, મધુર સુગંધથી ભરેલી પવિત્ર અગરબત્તી.

(૧) કસ્તુરીની રતલ ૧ ના રૂ ૪-૦-૦

(૨) ગુલાબની રતલ ૧ ના રૂા. ૨-૮-૦

(૩) દશાંગ ધૂપ રતલ ૧ ના રૂા. ૨-૮-૦

(૪) મનહર કંકુ ડબી ૧ ના રૂા. ૦-૧૨-૦

ઉત્તમતા માટે સરટિફીકેટો અને સોનાના ચાંદ મળ્યા છે.

એક આનાની ટીકિટ બીડી પ્રાઇસલીસ્ટ મંગાવો.

**શાહ પોપટલાલ કસ્તુરચંદ જૈન**

**જામનગર- કાઠીઆવાડ**

# ભૂમિકા



**સા**હિત્ય ગ્રન્થોમા કવિ અને સહૃદય એવી રીતે કવિઓના બે ભેદો જણાવ્યા છે. તેમાં માત્ર કવિતાની રચના કરનાર કવિ કહેવાય છે, અને વિચારપૂર્વક, યુક્તિપુરઃસર તેમજ અસરકારક રીતે લખનાર સહૃદય કવિ કહેવાય છે. આજકાલના કેટલાએક કવિઓ તો સાધારણ કવિત્વશક્તિ પ્રાપ્ત થઇ હોય કે ન થઇ હોય, તેવામાં કવિતાઓ લખી કવિ તરીકે બહાર પડવા મંડી પડે છે! પરંતુ સાહિત્યના સાધારણ અભ્યાસથી કવિ થઇ શકાતું નથી તેમજ કવિ તરીકે જાહેરમાં પણ આવી શકાતું નથી.

'**બાલકવિ**' તરીકે ગુર્જરકવિઓમા પ્રતિષ્ઠા પામેલ શ્રીયુત **બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ** કે જેઓએ આ **"પ્રેમપુષ્પાંજલિ"** નામક પુસ્તક લખેલું છે, તેઓ મારા ગાઢ પરિચયમાં આવેલા છે. અને તેઓ એક સારા સહૃદય કવિ હોઇ, ઘણીજ અસરકારક રીતે કવિતાઓ લખવાનું કામ કરી શકે છે. તેઓની પ્રત્યેક કવિતાઓ માર્મિક લખાણવાળી હોઇ, ગુણીજનો અને રસિક પુરૂષોને તે વાંચવાથી આનંદ ઉદ્દભવે એ ભવિતવ્ય છે.

શ્રીમાન્ ભાઇ **બી. કે.-ભિલાષી** કે જેમનો કાંઇક પરિચય મને શ્રીયુત બાલકવિ ઉપરના આવતા તેઓના પત્રદ્વારા થયો છે, તેઓ એક સારા ગુણ ગ્રાહક અને રસિક પુરૂષ હોવાની મારી

માનસિકાત્મા મને સાક્ષી આપે છે, આ પુસ્તકની ભૂમિકા લખવાની મારી આંતરિક ઇચ્છા થતાં આ પુસ્તક સંબંધે હું મારા અંગત અભિપ્રાયો પ્રદર્શિત કરવા પ્રેરાયો છું.

શ્રીમાન્ ભાઇ **ભિલાષીના** લગ્નોત્સવના શુભ પ્રસંગે શ્રીયુત બાલકવિએ રચેલ આ 'પ્રેમપુષ્પાંજલિ' પુસ્તક મેં આદ્યંત વાંચેલું છે. આ પુસ્તક વાંચી મને અસાધારણ આનંદ ઉત્પન્ન થયો છે. શ્રીમાન્ ભિલાષીના લગ્નપ્રસંગ ઉપર શ્રીયુત બાલકવિએ પરિશ્રમ લઇ સાહિત્ય-સાગરનું મથન કરી, આ જે ચોદ રત્નો કવિતા રૂપે કાઢી આપ્યાં છે, તે તેમના માંગલિક વૈવાહિક પ્રસંગે અલંકારો રૂપે તેઓ પ્રસન્નતા પૂર્વક અંગીકાર કરશે એવી આશા છે.

હવે શ્રીયુત બાલકવિ સંબંધે યથાર્થ પ્રસંશાત્મક શબ્દો વિશેષ લખવામાં આવે તો જગતને અતિશયોક્તિ જેવું જણાય, તો પણ ટુંકાંમા મારે લખ્યા વગર ચાલતું નથી કે શ્રીમાન્ ભિલાષીએ જે આ કવિરત્ન સુદૈવયોગે શોધી કાઢ્યું છે, તે બાને હું તેઓને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું. કવિજનની યોગ્ય કદર કરવી એ ગુણીજનનું પ્રાથમિક કર્તવ્ય છે. **સુજ્ઞેષુ કિં બહુના.**

મારૂ પરિશીલન જોકે સંસ્કૃત વૈદ્યક ગ્રન્થોનું છે; પરંતુ હું જાતે સાહિત્ય પ્રેમી હોઇ, આવાં સાહિત્યના પુસ્તકો વાંચવા-વિચારવાથી મને અલૌકિક આનંદ ઉદ્દભવે છે. આ પ્રેમપુષ્પાંજલિ શ્રીમાન્ ભિલાષીના લગ્નના શુભ પ્રસંગે ખાસ કરી લખવામાં આવેલ હોવાથી, તેમાં મુખ્યત્વેકરી શ્રૃંગાર રસનું વર્ણન કરવામાં આવેલ છે; તે વાચકવર્ગથી જો કે અજ્ઞાત નથી. તો પણ આ કાવ્યો ઘણીજ માર્મિક રીતે લખવામાં આવેલ છે તેથી તેનો બાહ્ય અર્થ બીજો છે, જ્યારે આભ્યંતર અર્થ જુદોજ છે; માટે વિચાર પૂર્વક આ કવિતાઓનું

ગાઢતર પરિશીલન કરવાની હું વાચકવર્ગને ખાસ ભલામણ કરૂં છું. આમ કરવાથી જુદોજ આસ્વાદ સંપ્રાપ્ત થશે એવી મારી માન્યતા છે.

હું આશા રાખું છું કે શ્રીયુત **બાલકવિની** આ નવીનકૃતિ જનસમાજને, વાંચકવૃંદને અને નવલદંપતિને અવશ્ય હૃદયંગમ થઇ પડશે. છેવટે નવલદંપતિ સ્વર્ગીય સંસારના લ્હાવા લઇ, સદાને માટે સુખમાં દિવસો નિર્ગમન કરો, અને શ્રીયુત બાલકવિને આવા કાવ્યોના પ્રસંગો વખતો વખત સંપ્રાપ્ત થાઓ, એવી જગન્નિયંતા પરમાત્મા પ્રત્યે પવિત્ર મનોભાવથી પ્રાથના કરી, આ વિશેષ લંબાતી ભૂમિકાને પૂર્ણ કરતાં વિરમું છું.

આરોગ્યકર ઔષધાલય
જામનગર
સં. ૧૯૭૮ વિજયાદશમી

શુભાભિલાષી
**વૈદ્ય કાલિદાસ વિ. પોપટભાઇ શાસ્ત્રી**



## કમ તાકાતનો કટ્ટો શત્રુ!

**શકિત સંવર્ધિની ગુટિકા કિં. ગોળી ૩૦ ના રૂા. ૨**

**અને-શક્તિસંવર્ધક લેપ કિં.-તોલા ૨ ના રૂા. ૨**

ઉપર લખેલી બન્ને દવાઓનો સાથે ઉપયોગ કરવાથી, ગમે તે કારણને લઇને ઉત્પન્ન થએલી કમજોરી, ટુંક મુદતમાં નાબુદ થવા પામે છે અને કાયમની શક્તિ આવતાં નવીન જીવન સંપ્રાપ્ત થાય છે. આ દવાઓમાં કેવો અજબ ચમત્કાર રહેલો છે તેની ખાત્રી એક વખત વાપરી જોવાથી થશે.

વધુ વિગત માટે અમારી તરફ એક આનાની ટીકટ બીડી પત્ર વ્યવહાર કરવો પોતાના કોઇ પણ દરદની સવિસ્તર હકીકત લખી મોકલનારને સંતોષકારક રીતે યોગ્ય સલાહ આપવામાં આવે છે.

**વૈદ્ય કાલિદાસ વિ. પોપટભાઇ શાસ્ત્રી**

આરોગ્યકર ઔષધાલય. **જામનગર**-કાઠીઆવાડ

---

## વંશપરંપરાની મહાન ફત્તેહ!

## મુલક મશહુર — સુરમો — શુદ્ધ સાચા મોતીનો

જેના આંજવાથી તમામ જાતના આંખના દરદો દૂર થઇને નવીન રોશની આવી, આંખો તેજસ્વી બને છે. જેની ઉત્તમ બનાવટ માટે ઘણા સરટીફિકેટો અને સોનાના ચાંદ મળ્યાં છે. તેથી વધારે વખાણ શામાટે જોઇએ ?

નાં. ૧ તોલા ૧ ના રૂ. ૪—૦—૦, નાં. ૭ તોલા ૧ ના રૂ. ૧૦-૦-૦

નાં. ૫ તોલા ૧ ના રૂ. ૨૯—૦—૦, નાં. ૬ તોલા ૧ ન. રૂ ૮૦-૦-૦

ઉત્તમ કંકુ, સુગંધિ કાથો, અત્તરો વીગેરે મળતા પદાર્થોની માહેતી માટે એક આનાની ટીકટ મોકલી મંગાવો **'અમર લક્ષ્મી'.**

**બર્ધનસ્કવેર } તૈયબઅલી કાદરભાઈ અત્તરવાલા.**

ૐ

શ્રીમાન્ પ્રિય સ્નેહી

**ભીખાભાઇ કાલિદાસ ભિલાષી**

ચિરંજીવીને તેમના મંગળમય લગ્નપ્રસંગે સપ્રેમ

# સમર્પણ



પૃથ્વીછંદ—દિનપૂર્વી

પ્રવાસિ પ્રીતિ પંથના સુ અ'**ભિલાષી**' ભ્રાતા ભલા,
સદા સુમન તોષવે કલિત કાવ્ય કેરી કલા:
મળી મથનથી નિધિ મહિર્થો જેમ રત્નાવલિ,
સુકાવ્ય ત્યમ ચૌદ આ સરસ '**પ્રેમ પુષ્પાંજલિ**'
સુલગ્ન સમયે રૂડી નવલ માળ શૃંગારની,
સમર્પું અતિ હર્ષથી વિમલ રત્નના હારની;
સ્વીકારીં પ્રિય દંપતિ સકલ સ્નેહ લ્હાણી કરો,
કરી કદર કાવ્યની હૃદય '**બાલ**' વ્હાલે ભરો

બાલમંદિર, જામનગર.
વિક્રમાર્ક ૧૯૭૯ નૂતનવર્ષ

સ્નેહાંકિત શુભેચ્છક
**કવિ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ.**
**'બાલકવિ'**

ૐ

# પ્રેમપુષ્પાંજલિ

(૧)

## નવલ દંપતિને નિમંત્રણ!

હરિગીત-કાપીકાનડો.

કુંકુમ ભર્યે પગલે પધારી પ્રેમભીનાં દંપતિ,
સંસાર સ્વર્ગીય બાગમાં રેલાવજો સૌરભ રતિ;
લુંટો મધુર મકરંદ પ્રીતિ-પુષ્પનો ઉમંગથી,
આસ્વાદ સુંદર પ્રેમ ફળનો લ્યો અનુપમ રંગથી (૧)
પ્રણયાબ્ધિકેરાં પ્રેમપંખી હૃદય ગુંજન ગુંજવા,
પાંખો પરસ્પર ભેરવી વિહરો રૂચિર નિકુંજમા;
વહેતા ઉભય અંતર વિષે શુભ સ્રોત સ્નેહામૃત તણા,
ઝીલાવી તરલ તરંગથી મોદિત કરો જન મન ઘણા (૨)
અધુરાં રહેલાં અંગના તત્વો પરસ્પર પૂરજો,
હૃદયે હૃદય રસમય મિલાવી સફળતા સૌ સાધજો;
વધુવર રૂડાં એ ચક્ર રથ સંસારના સરખાં ગણો,
પાળી પ્રતિજ્ઞા સપ્તપદીની દિવ્ય લ્હાવો લ્યો ઘણો (૩)
પ્રિય મિત્ર તાત સુભ્રાત ભારત માતના મોંઘા તનો,
સંતોષી સ્નેહે નિશ્ચયે કરી કર્મવીર તમે બનો;
શુભ સદન સામ્રાજ્યે સુદીપો રાજ રાણી સમ સદા,
પૂર્વજ કૃતિ સુપથાભિલાષી' બાલ બનજો સર્વદા (૪)

(૨)

## મંગલ લગ્ન પ્રસંગનો આનંદ

મંદાક્રાંતા—હિંડોલ.

ઉગ્યો શું આ શશી પુનમનો પૂર્ણ સંસાર વ્યોમે?
રેલ્યો રૂડો રસધિ-મુદનો માનિની રોમ રોમે;
ગાતી ગીતો લલિત લલના કોકિલા કંઠ ધારી,
પૂરા તેજે પ્રણય-પથની રોશની શી પ્રસારી ?-(૧)

ખીલ્યાં જાણે તન ઉપવને પ્રેમ - પુષ્પો અનેરાં,
છાયાં હૈયે રતિ ઝરણુના વાદળાં કૈંક ઘેરાં!
લીલા પેખી પ્રણય પ્રભુની કામિની કૌતુકેથી,
બોલે બોલો રતિ-મદભર્યા માય હૈયે ન જેથી-(૨)

વાગે વાદ્યો વિવિધ સ્વરના પ્રેમ પાઠો પઢાવા,
ભોળી ભામા રસબસ થતી લગ્નમોદે મઢાવા;
મીઠા મેવા મનસિજતણા વહેંચતાં હર્ષ ઘેલાં,
થાતાં પ્રેમી હૃદય સહુના સ્નેહગંધે ભરેલાં-(૩)

બાળા ચિત્તે નવલ પતિને નાથચિંતે નવેલી,
જાનૈયાને મન જમણુની લોભવૃત્તિ વસેલી;
લગ્નોત્સાહે સમય વિભુએ શુદ્ધ આપ્યો વિલાસી,
સૌ શોભાવો સુરસ ઉજળા બાલ સૌખ્યા 'બિલાણી'- (૪)

૧૦૦૨૦



(૩)

## યુગલ પ્રાધાન્ય

ત્રોટકવૃત્ત—ધન્યાશ્રી

નયનો શોભે નહિ કીકી વિના,
મુખડું પણ નમણા નાક વિના;
જયમ સુંદર પુષ્પ સુગન્ધ વિના,
સંસાર વૃથા જગ જોડી વિના — (૧)

ખરી વાટ વિકટ સંસાર તણી,
પણ નાથ વિનોદિની રત્ન મણી;
પ્રણયાબ્ધિ તણી તારક તરણી,
ભવ જંગલમાં મંગલ રમણી — (૨)

રવિ નિત્ય પ્રભા દેવી સંગે,
શશી તેમ સુચાંદિનીના રંગે;
સરિતાથકી સાગર ઉછરંગે,
ગ્હેતા પ્રિય વૃક્ષ લતા સંગે — (૩)

પતિ ને પ્રમદા પ્રીતિના પુતળાં,
યદિ ભિન્ન રચ્યાં શુભ અંગવળાં;
રતિ-કેલિ તણી અકળિત કળા,
વિભુ કાર્ય અલૌકિક છે સઘળાં! — (૪)

શ્રવણેન્દ્રિય એ સુણવા સરજ્યાં,
નયનો પણ એ નમણાં નિરમ્યાં;
દંતાવલિ એ રસ દે જમવા,
નકી જોડી વિના નહિ સુંદરતા — (૫)

કર એ કરતા વ્યવહાર પૂરા,
નહિ એક હતાં રહેતા અધુરા;
ચરણો પણ એ હરવા ફરવા,
સજી જોડી જગે મધુતા વરવા — (૬)

કદી ન્યૂન પતિ અથવા પ્રમદા,
દિસતાં નહિ દંપતિ પૂર્ણ કદા;
સતી ને પતિ એકજ અંગ સદા,
સરખાં તન ને મન તો સુખદા — (૭)

ગુણ રૂપ સ્વભાવ થકી સરખી,
'અભિલાષી' રૂડી જોડી પરખી,
સંસારની સ્વર્ગીયતા નિરખી,
મન બાલ રહે મોદે હરખી — (૮)

(૪)

# કવિતામય વનિતાની મહત્તા

કવાલી—ભૈરવી.

જગાડે પ્રિય ઉષ:કાલે દિનમણિ નાથને નેહે,
ખિલાવી કમલના વૃંદો રમાડે ભ્રમર આનંદે;
પ્રકૃતિની કળા પૂરી જાગૃતિમાં ખરે ખીલે,
હૃદય રમણી તું તે પહેલાં હૃદય રસ રંગને ઝીલે.

ભલે હો દિવસ કે રાત્રિ સવારે સાંજની વેળા,
વિપદ્ સંપદ્ સ્થિતિમાં કે નીરોગી રોગીમાં ભેળા;
મધુરી લહરી શાન્ત ચિત્તે વહાલી શી વહે તારી !
કિરણ કવિતા કળા ઊર્મીની ચંદ્રિકા સમ ઝરે વારે:

તલપિ તલપિ સુધા ઝિલતાં સ્વર્ગનું ભાન તો થાતું,
પ્રણય રસના પ્રભાવેથી અકળ તન આહુતિ દેતું;
પ્રભા ભરી પ્રેમ મંત્રેથી લલિત શૃંગાર **મંજરી** તું,
અગર પ્રિય પ્રણય–ઉત્સવની રસીલી પ્રેમ–પંજરી તું.

ચિત્ર ભ્રમ રૂપકાન્યોક્તિ અલંકારો કવિતાના,
નૂપુર નથ હાર કંકણ એ તેમ શૃંગાર . વનિતાના;
રસિકને રીઝવે કવિતા વહાલાને હરે વનિતા,
કાવ્યમય સુંદરી સાચી બાલ 'અભિલાષી' પ્રિય કવિતા.

(૫)

## નવવધૂના નિશ્ચયની નિરર્થકતા

ત્રોટકવૃત્ત—માલકોષ

શયનાગારે અસુરી હું જઇ,
અધરામૃતનું નહિ પાન દઇ;
પ્રિય પ્રાણપતિને અધીર કરી
બનું માનિની સત્ય અલિ સખિરી — (૧)

મુજ વાણી મધુરી સુધા ઝિલવા,
બનશે સ્વામી રસિયા અધીરા;
મુખ ઘુંઘટ-વસ્ત્ર છુપાવિશ હું,
ધરી મૌન વિશેષ સતાવિશ હું — (૨)

રચશે યુક્તિ પિયુ બોલાવવા,
ત્યમ ઘુંઘટનો પટ ખોલવવા;
મુરકી મુખ'ના-નહિ-ના' કરતી,
પતિ ચિત્ત રતિ-કૃતિથી હરતી — (૩)

સખી આમ મેં ગંમત-બાજી રચી,
પણ મોહન મંત્રથી ના હું બચી;
પતિને ઠગતાં હું ઠગાઇ ગઇ,
રસિયા વરની સરસાઇ થઇ — (૪)

નયને નયનો મળીયાં ન મળ્યાં,
નીચાં પતિ વદન–ઘુતિથી ઢળ્યાં:
વિહ્વળ રતિ રોમાન્ચે હું બની,
ઘસડાઇ પિયુ–પર્યંક ભણી — (૫)

પતિએ કરી સ્પર્શ કહ્યું સલુણિ!
આવો દેવિ રતિ રસ રમણિ!'
હસતાં નિરખી શરમાઇ વળી,
પતિએ શું હશે મન વાત કળી? — (૬)

નયને હોઠે સુકપોલ વિષે,
દ્રવતાં ઝરણાં રતિરંગ રસે;
થઇ સ્પર્શથી શાન્તિ અતિ દિલને,
પહેલી રાત્રે પહેલે મિલને — (૭)

સુખની રજની વીતી વહેલી,
ગમતી નહતી નિરખ્યા પહેલી:
પતિ પ્રેમ પ્રસંગની અભિલાષી'
નિશ દિન હું **બાલ** રહું તરસી — (૮)

(૬)

## સ્નેહ સરવરીએ સખીને આમંત્રણ

હરિગીત— સારંગ

ગૃહકાર્યમાં ગુંથાયલાં હો જીવન લક્ષ્મી આપ જો,
મુજ સ્નેહ સરવરિએ સુખે જલ-પાત્ર ભરવા આવજો;
વિચિ પુષ્પથી કરી પાદ પ્રક્ષાલન સુસ્વાગત જળનિધિ,
કહી સુખદ સ્વપ્ન સુણાવશે અંતર રહસ્યની સુવિધિ- ૧
તમ નયન જ્યૂં કેશાવતિ ઝુકેલિ જેમ મધુ રસે,
ત્યમ મેઘમાલા નીચાં નમી સખી-આવ સ્નેહે દાખવે;
તટિની તીરે અણુચિંતવી વૃષ્ટિ તણાં ચિન્હો દિસે,
પદ-ધ્રોપ તમ પરિચિત મને રણકી હૃદય મંદિર વસે- ૨
જળપાત્ર ભરવું ન હોય તો જળ પૃષ્ઠ પર તરવા દિયો,
જળ લહરીની વર્તુલ ક્રીડાનો દૃષ્ટિ સુખ લહાવો લિયો;
કોમલ તૃણાચ્છાદિત લીલો ઢોળાવ આ સુંદર જુવો,
વન કુસુમ વિકસિત વિવિધ રંગી જોઇ સહુ ભ્રાંતિ ખુઓ- ૩
તમ શ્વેત શુભ્ર ચિર સર કિનારે મુકતાં અચકો નહિ,
આસમાની જળ નિધિ દેહને તમ આપશે આશ્રય સહી;

જળ ઉર્મિઓ તમ રૂચિર કંઠે બદ્ધ થઇને ચુમશે,
શ્રવણેન્દ્રિયોમાં સત્ય સુખના દિવ્ય નાદો ધૂમશે- ૪

" થાતી વ્યતીત કૌમાર્ય વૃત્તની કઠિન સીમા સો હવે,
અષ્ટાંગ એવા બ્રહ્મચર્યનો પૂર્ણતા પણ સંભવે;
ઓજસ્ ભર્યાં છે અંગ ઉમદા સ્નેહ સ્વર્ગીય સાધવા,
દાંપત્ય - આશ્રમના સુપંથે પ્રણયને આરાધવા.- ૫

પણ એ પ્રણય પકવાન પાસે લુબ્ધ બની જે જાય છે,
ખાઇ ખરે પસ્તાય ને નહિ ખાય તે પસ્તાય છે;
તનની વ્યથા મનની નિરાશા કે વિયોગ વધી પડે,
અનુભવ વિના એ ટાળવાની કલ્પના કયાંથી જડે?"- ૬

દિસતો સુલભ તેવો નથી ભવ-સર કિનારો રે સખી!
સહેલો થતો સમજાય જો જે વાત શાણાએ લખી;
પ્રાતઃ-યુવાની વહી થતું સન્ધ્યા - જરાનું ભાન જ્યાં
કર્ત્તવ્ય પૂર્ણ કરી સુપ્રેમે વાસના નિર્મૂળ ત્યાં- ૭

અરૂણોદયે માળા મહીથી પક્ષિગણ ઉંચે ઉડે,
ત્યમ શામ તમ નયન દ્વયે મન ભાવ દ્રષ્ટિએ પડે:
અંતર તણાં ઉંડાણમાં રાત્રિ દિવસ સરખા સદા,
મંજુલ મધુરા મિલનમાં રહે બાલ સ્વ'ભિલાષી' સદા- ૮

(૭)

## પ્રિયાના ભણકાર!

કવાલી— બિહાગ

ગિરિશૃંગે તલેટી કે સરિતા તીરની વાળુ,
ઝાડને પહાડ પેખૂં ત્યાં પ્રિયા ભણકાર તુજ ભાળું!
સરોવર સાગરે ઉછળે ઉંડેરૂં નીર બહુ કાળું,
ચમકતું ભાનુ તેજે ત્યાં પ્રિયા ભણકાર તુજ ભાળું!
પવન લહરી ચંદ્ર બિંબે પુષ્પ ગંધિત લતા વાળું,
મુદિત ઉદ્યાન જોઉં ત્યાં પ્રિયા ભણકાર તુજ ભાળું!
નીલ નભમાં નિશાવેળા તારલા પુંજ નિહાળું,
પ્રેમ વલયો વિકાસે ત્યાં પ્રિયા ભણકાર તુજ ભાળું!
ઉર્વશી મેનકા તારા અપ્સરા વૃંદ લજ્જાળું,
મનોહર સુંદરી ગણમાં પ્રિયા ભણકાર તુજ ભાળું!
હંસ હંસી, મયૂર મયૂરી, કોકિલાની ક્રીડા ભાળુ,
દંપતિ સ્નેહ દશ્યોમાં પ્રિયા ભણકાર તુજ ભાળું!
વૃક્ષને વેલિ લપટેલી બદ્ધ પતિ કંઠ લજ્જાળુ,
સ્નેહની સ્નિગ્ધ દૃષ્ટિમાં પ્રિયા ભણકાર તુજ ભાળું!
આકૃતિ જડ છબીમાંની મધુરી શાન્ત મમતાળુ,
બાલ અ'ભિલાષી' મુખ જોતાં પ્રિયા ભણકાર તુજ ભાળું!

(૮)

## સહચરી સંવાદ

ત્રોટકવૃત્ત— બિલાવલ

નભમાં શુભ ચાંદિની ખીલિ રહી,
હતી સૂતી હું શાન્ત અગાશી મહી;
પડયું સ્વપ્ન નિશા અરધી સરતાં,
દિઠી નાથ! સખી આવું વદતાં— ૧

*　　*　　*

રતિ કેલિ તણી પહેલી રજની,
શી રીતથી વિતી સમુળી સજની;
મન પૂછી કે' વાંચી કળાય કમી,
નવ અનુભવની વાતો વસમી— ૨

હતી મહેલ કરી પીઠ દ્વાર ભણી.
કંપે મૃગલી સિંહ - સ્થાન ગણી-
તહીં આવી અચાનક પાછળથી,
દબવી આંખો પતિએ બળથી— ૩

પતિ સ્પર્શ થતાં અલિ. ધ્રૂજી અતિ,
શરમે રોમાવલિ થાય છતી;

પ્રસ્વેદ વળ્યો સુકપોલ વિષે,
દૃષ્ટિ ભૂમિ-પટથી ન ખસે— ૪

ગભરાટથી શ્વાસ જરા લીધો,
કસ ત્રૂટી સ્તને દેખાવ દિધો;
કંઇ માર્ગ મળ્યો ત્યાંહી સ્મરને
વધિ આગળ નાથ ધરે કરને— ૫

મન નાશી જવા બહુ ત્યાંથી થયું,
પણ હાય! પગે ડગલું ન ભર્યું;
નયને નયનો કંઇ સહજ મળ્યાં,
તનને મનના સહુ ભાવ કળ્યા— ૬

વિધિ લગ્ન થકી મન એક હતાં
તન ભાગ મળ્યા પ્રીતિમાં વધતાં;
કૃતિ આ પછીની કહેવી શું રહી?
તજી બાલ યુવા સ્થિતિમાં હું ગઇ— ૭

* * *

તહીં આંખ અલિ ઉઘડી જ ગઇ,
સખી આ સહુ સ્વપ્નની વાત કહી;
નહિ માની ખરૂં ઠગ તું કરતી,
અ'ભિલાષી' રતિ તણી ના ગણુતી— ૮



(૯)

## પ્રણય સ્વપ્ન!



હરિગીત— દેશ

અતિ શ્રાંત મનને શાન્ત કરવા ગૃહ તરફ પ્રેમે ફર્યો,
સન્ધ્યા સમય થાવા થકી ઉદ્યોગને મે પરહર્યો;
ગૃહદ્વારમાં દીઠી ન કાન્તા માર્ગ મારો નિરખતી,
'વહાલા પધાર્યા ધન્ય!' કહિ જે નિત્ય મનમાં હરખતી–૧

મૃદુ સ્મિત કરી લાજી અને ગૃહમાં જવા જ્યાં લાગતી,
આગળ વધી અટકાવતો હું પ્રેમજ્યોતિ જાગતી;
શરમાઇને વળી નયન-શરથી કરતી વિહ્વલ જે મને,
પકડેલ કર છોડાવવા મથતી પ્રણય-ચિંતિત મને–૨

અર્ધાંગના દીઠી ન દ્વારે ભ્રમિત તેથી હું થયો,
સંકલિત દૃષ્ટિ-સૌખ્યનો આનંદ મારો ઉડી ગયો;
'આજે ન આગળ કેમ આવી?' પ્રશ્ન એ મનમાં થયો,
ઉદ્યાનમાં ગઇ હોય ધારી શોધવા હું ત્યાં ગયો–૩

લઇ પુષ્પ માળા ગુંથતી બેઠી દીઠી મે દૂરથી,
ગાતી હતી મુખ ગીત રૂડું નવલ મીઠા સૂરથી;

'કહે માનિનિ! તું ક્યાં સુધી સંભારતી બેસી રહે?
ઓ પ્રેમઘેલી! ક્યાં સુધી એકી ટસે જોતી રહે!-૪

બહુ બહુ થયું ઘેલાપણું આ અશ્રુપાત થયો ઘણો,
કાલે ફરી મળશેજ પ્રિયતમ ટાળ સંશય મન તણો,'
પુષ્પો મહીંનો મધુર રસ પીવા મથે ભ્રંગો અતિ,
નિરખી છબી એ પ્રેમની કુંઠિત થતી મારી મતિ-૫

*   *   *

બની પ્રેમ પાગલ પાછળેથી નયન દબાવ્યાં મેં જઇ,
ચમકી વિજળી સમ પ્રથમ પછી જાણી મને ભ્રાંતિ ગઇ;
'વહાલા ગમે તમ પુષ્પ કયું? જાઇ જુઇ કે માલતી,
ગુલાબ ચંપો કે ચમેલી!' એમ પૂછ્યું વહાલથી-૬

પૂછ્યું પ્રિયાને મેં પ્રીતે વહાલિ કયું તુજને ગમે?
**ગુલાબ** વદી સ્મિત વદન કરી પ્રણયોર્મિથી મુજ તે નમે:
કાન્તાનું મસ્તક ઉચકીને નયનો મિલાવ્યાં ચાર મેં,
'ગુલાબ વહાલી તુંજ' કહી ચિબુકે અડ્યો હું એ સમે-૭

કરપાશથી કરી બદ્ધ ચુંબન પ્રેમથી લેવા ગયો,
અતિ લાજીને મુખચંદ્ર ત્યાં આરક્ત વહાલીનો થયો;
વદી વિનયથી '**વહાલા શું આ!**' જ્યાં આંખ મુજ ઉઘડી ગઇ,
અભિલાષી' હૃદય-સ્વપ્ન જાણ્યું **બાલ** સત્ય ન આ કંઇ!-૮

[૧૦]

## પ્રેમી પોયણી પ્રત્યે

હરિગીત— આશા

શરમે લળેલી લલિત આદિ રસે ગળેલી ગુણવતી,
સૌભાગ્ય પૂર્ણ સુવર્ણ સમ શોભિત સદા સરલા સતી;
નિર્ભ્રાંત નિરખી રહી શશીને પુનિત પોયણી તું પ્રીતે,
નિઃશંક તું ના દોષ કે ભય સ્વપ્નમાં તારા ચિત્તે- ૧

શી મોહિની મધુરી રસીલી મૂર્ત્તિ સુંદર ઝગમગે!
ભરી દિવ્ય દંપતિ–જીવનની મીઠી સુધા સુરંગે રંગે;
અર્ધી ઢળેલી નયન પાંખડી સ્મિત વદન દીપે વળી,
અમુલા અધરની પ્રણય તેજ ઉજાળતી ઉમદી કળી- ૨

પ્રીતિ પવન લહરીથી કોમલ કાય કંપિત દીસતી,
શાળુ તણો પાલવ ન ખસવા ક્ષણ ક્ષણે સંભાળતી;
ભૂમાતને આઘાત નહિ થાવા પુછી પગ મુકતી,
પતિ વદન તિરછાં નયનથી નીહાળવા ના ચૂકતી- ૩

વેલી વિનયની વહાલથી ભરી વાણી વિમલા શી મીઠી!
મીનાક્ષિ સ્વર્ગીય સુંદરિ તારા સમી ના કો' દીઠી!
ક્હે કે અતુલ શો અંગરંગ તણો સુગંધ સહુ દિશે,
અભિલાષી' બાલ ભુજંગની ભ્રાંતિ થતી વેણી વિષે- ૪

[૧૧]

## તારકાની વિજ્ઞપ્તિ

ગઝલ— ભૂપકલ્યાણ

વિલાયાં ના કનક કિરણો, બિડાયાં ના કમળ મુખડાં,
પ્રકાશી પોયણી ના ત્યાં, ત્વરા તારાપતિ શી આ?
આથમ્યો ભ્રાન્ત ભાનુ ના નિહાળે દૂરથી ધ્રુવ આ,
સપ્ત ઋષિઓ કરે ચેષ્ટા, ત્વરા તારાપતિ શી આ?

જુએ નક્ષત્ર સુંદરીઓ, દાહ દિનનો શમાવાને,
થયું ના વિશ્વ નિદ્રિત ત્યાં, ત્વરા તારાપતિ શી આ?
કરો કર સ્પર્શથી ઘેલી, લોકની લાજ સહુ મેલી,
અધર કાન્તિથી મુખ ચૂમો ત્વરા તારાપતિ શી આ?

સમાગમ સૌખ્ય એકાન્તે, સમજતા શું નથી શાણા?
અભ્રપટ આવતાં આડે, કરીશું કાન્ત મન કેલિ-
શરદની વાદળી શોભે, દુધના ઉભરા જેવી,
છુપે વર્ષાની વીજળી ત્યાં, કરીશું કાન્ત મન કેલિ-

ચંદ્રિકા વસનથી જગ આ, ઉંઘશે ગાઢ ઘોરણથી,
ઉદધિ તીરે અમિત શાન્તિ, કરીશું કાન્ત ત્યાં કેલિ-
વધાવો કુમુદિની સ્મિતથી, ચકોરી નિરખશે નેહે,
ભણીશ 'અભિલાષી' તુજમાં હું બાલ પ્રિય તારકા તારી-

[૧૨]

## પ્રેમ સાગરનો કિનારો

શાર્દૂલવિક્રીડિત— તિલંગ

પ્રીતિ સાગરનો કિનાર કદીએ દીઠો નહિ કોઇએ,
ખારો કોઇ કહે મીઠો પણ કહે છે ભિન્નતા દૃષ્ટિએ;
ગાંડા જો ક્ષણવાર તો બીજી ક્ષણે શાણા દિસે પ્રેમીઓ'
લેતાં શાન્તિ ક્ષણેક ત્યાં જીગરની પીડા સહે વ્હેમીઓ- ૧

જાણે ના પરિચ્છિન્ન પ્રેમ પથનો રે રંગ શો જામતો?
દેવે પૂર્ણ સમાન જોડી જડતાં સ્વર્ગીયતા પામતો;
ના એ પથ્થર કે ન રત્ન ઉમદા ના નીચ કે ઉચ્ચ છે,
લાગ્યો પ્રેમ સુરંગ અંગ કદી તો તેને બધું તુચ્છ છે!- ૨

સદ્‌ભાગ્યે મળી શુદ્ધ પ્રેમી પ્રમદા શાન્તિ અતિ આપતી,
શૃંગારી ગૃહને સુદિવ્ય મહિમા સંસારનો સ્થાપતી,
સાચો પારખી પ્રેમ નેમ પતિ જો સંભારી ઇન્દુમુખી,
થાયે મગ્ન સુપ્રેમ-અર્ણવ વિષે તો દંપતિ એ સુખી- ૩

ખુબી પ્રેમ તણી ઘણી અજબ છે ના વેગ રોક્યો રહે,
મીઠી મોહિની એહની જગત સૌ તેના પ્રવાહે વહે;
શાણો નાવિક બાલ તો ન નૌકા ખોટે ખરાબે ચડે,
દૈવાંશી અભિલાષી' પંથ પળતાં તે તીર સ્હેજે જડે- ૪

[૧૩]

## પ્રણય પ્રબોધન

હરિગીત— કાલિંગડા

વીતી બધી રજની અને પ્રગટી ઉષા સુંદરી અલિ!
પ્રાતઃ થયું મદમત્ત થાતી શિશિર કુંદ-કલિ ફુલી;
પક્ષી ગણોના મધુર કલરવ આવ્યાં રમતા કર્ણમાં,
આશા અરૂણની કિરણ માલ સમી દિસે આ પૂર્વમાં- ૧

બ્હેંકે સમીર સુગંધોં શીતળ શાન્તિથી દશ દિશમાં,
રવિનો પ્રકાશ નિવારતો અંધાર સર્વ સુવિશ્વમાં;
પ્રેમી હૃદય વાણી વિનોદ વિલાસ ચાહે ચિત્તમાં,
મુખ કમલ પાંખડીઓ આંખડી ઉઘાડી પ્રેરે પ્રીતમાં- ૨

* * *

મોહી મધુર હાસ્યે ફસાઇ નયન-નર્તનથી બહુ,
કોરાઇ કુમળું કાળજું પ્રોવાયું ચિત ચકોર શું!
અલબેલી વેલિ સમી વિંટાઇ લપટી અંગ અખંડ શું!
અમિમય અધરના પાન માટે પ્યાસી પ્રિયતમની વહુ- ૩

થઇ પૂર્ણ શિક્ષા એ મધુ જે પ્રેમ-બંધનની હતી,
સખિ! શ્રમિત કેલિ થકી થએલા છોડતી પ્રાતઃ પતિ;
એ નિયમ સ્મરિ ત્યાગો વિરહને સમયની બલિહારી છે,
'અભિલાષી' બની નિઃશંક સુમીલે બાલ કલિ સુખકારી છે-૪

[૧૪]

## સ્વર્ગીય સંસાર



ભૈરવી

ચતુરાશ્રમમાં ઉત્તમ પહેલો,
ગૃહસ્થાશ્રમ છે આદ્ય ગણેલો;
મૂર્ત્તિમંત આનંદ ભરેલો,
ભૂમિપર સ્વર્ગ ખરે— ૧

પતિરત કાન્તા મંજુલ ભાષિણી,
વાણી વિમલ અતિ સુધા સુહાસિની;
પતિવ્રતા ખરી હૃદય-સ્વામિની,
દિવ્ય દેવી ગૃહિણી એ— (૨)

આજ્ઞાપાલક સેવક દાસી,
મિત્ર સદા સાહિત્ય વિલાસી,
સુહૃદ્વર્ગ સહુ સંપ પ્રકાશી,
વસતાં મુદ-મંદિર એ— (૩)

એક પત્નીવ્રત ધાર્મિકતા જ્યાં,
અતિથિ આદર નિત્ય થતો જ્યાં,
ધ્યાન ધારણા પાત્ર દાન ત્યાં,
ઇંદ્ર સમું સુખ દીસે— (૪)

બુદ્ધિમતી ને વિનયિની બાળા,
પુત્ર સુગુણી ને શક્તિવાળા;
શિક્ષણની ખરી છે ગૃહશાળા,
પ્રાચીન મુનિ એ ભણતા— (૫)

માત પિતાની ઠંડી છાયા,
બંધુ બહેનીની મીઠી માયા:
પુનિત રહો નિત સુંદર કાયા,
સ્નેહ પુરો સમજવવા— (૬)

ભાગ્યલક્ષ્મી નિત્ય વધતી હોજો,
અંગ નીરોગી નિત્યે રહેજો;
કીર્ત્તિ થકી દિગ્મંડળ ભરજો,
ભારત રત્ન ગણાવા— (૭)

ગૃહસ્થાશ્રમનો ગૌરવ મોટો,
અવર નહિ તે સુખનો જોટો;
શુદ્ધ પ્રેમમાં 'અભિલાષી' છોટો,
બાલ ભાવ જો હોવે— (૮)



આ કાવ્યના લેખક **બાલકવિની** રસમય કલમથી લખાએલ

સાહિત્ય ક્ષેત્રમાંના હૃદયંગમ પુષ્પો !

સોનું અને સુગંધ સાથેજ !!

(૧) બંગ સાહિત્ય શિરોમણી બંકિમચંદ્રની કૃતિનું ઉત્તમ રૂપાન્તર. **મૃણાલિની.** પ્રેમમુગ્ધાનું પ્રેમરહસ્ય વર્ણવતી—વડોદરા વગેરે રાજ્યોએ લાયબ્રેરીના શ્રૃંગારરૂપ ગણેલી નવલકથા. જાણીતા પત્રો અને આગેવાન માસિકોએ ઉત્તમ અભિપ્રાયો આપેલા છે. કિંમત રૂા. ૧-૪-૦

(૨) **પ્રેમગુચ્છ** યાને સેલીમાએગમ. પતિપરાયણ પ્રેમદાના આત્મભોગનું હૃદયદ્રાવક ચિત્ર દર્શાવતી ઐતિહાસિક નવલકથા કિં. રૂા. ૦-૪-૦

(૩) રાજતરંગોથી રંગાએલ માનવી પ્રકૃતિઓની ખટપટની કુતૂહલપૂર્ણ અને પ્રણય પરિપૂર્ણ ઘટના દર્શાવતી નવલકથા. **રાજહંસ.** કિંમત રૂા. ૨-૦-૦

(૪) બંગાલના ઇતિહાસ પરથી પ્રેમ, કરૂણા અને **કર્તવ્યની** જાગૃતિનું ભાન કરાવતી, હિન્દુ મુસલમાનોના સ્વભાવનું દિગ્દર્શન કરાવતી નવલકથા **બાલયોગિની** કિંતમ રૂા. ૧-૮-૦

આ સિવાય પ્રેમમંદિર, પ્રણયલીલા, મનોરમા, આદિ નવલકથાઓ; અને ભક્તિપ્રતાપ, કલંકિત—ચંદ્ર વગેરે મનહર તરજો અને ભાષણો સાથેના નાટકો—માટે પત્રવ્યવહાર કરો—

**કવિ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાસ - જામનગર**